શ્રી નવીન

# મોહિની-ચંદ્ર.

## નાટક-ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે.

રચનાર,

(?)મ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી. ઝવેરી.

પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી. ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.



અમદાવાદ.

"ડાયમંડ જ્યુબીલી પ્રીંટીંગ" પ્રેસ

ઠે. સલાપોસના દરવાજે.

શ્રી નવીન.

# મોહિની-ચંદ્ર નાટકના ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત.

## શ્રી દેશી નાટક સમાજને માટે.

રચનાર,

મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી.

પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી. ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

આવૃત્તિ ૩ જી.



અમદાવાદ.

ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં

હવીદાસ છગનલાલ પરીખે છાપ્યાં.

સવંત ૧૯૬૦—સને ૧૯૦૩

કીમ્મત રૂ. ૦-૨-૦ (બે આના.)

# જાહેર ખબર.

આ ઉપરથી જણાવવામાં આવે છે કે, શ્રી નવીન મોહિની–ચંદ્ર નાટકના ગાયનોનો કોઇ પણ ભાગ, અગર કોઇ પણ ગાયન કોઈ માણુસે અમારી રજા, સીવાય છાપવો, છપાવવા કે બજવવો, બજવાવવો, નહીં તેમ છતાં કોઇ પણ માણુસ અગર નાટક કર્તાઓ વગેરે બજવશે, બજવાવશે, કે છપાવશે તો કાયદેસર ઈલાજ લેવામાં આવશે.

લી. ચંદુલાલ દલસુખરામ ધોળશાજી. ઝવેરી.
શ્રી દેશી નાટક સમાજ.

શ્રી શાંન્તિનાથાય નમઃ

# શ્રી નવીન "મોહિની-ચંદ્ર" નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

## શ્રી દેશીનાટક સમાજના પાલક પીતા મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળસાજીનું પ્રથમ દર્શન—

### મંગળા ચરણ.

**પ્રવેશ ૧ લો.** નવીન ગઢના નાગર ગીરધરરાયની કન્યા મોહિની, પોતાની માતા ગંગા આગળ કન્યાદાન સબંધી ગીત; પાછળથી ગીરધરરાય મોહિનીનું સગપણ નાલાયક ધના સાથે કરી-દશ હજારની થેલી લઇ આવ છે; મોહિનીના વેવીશાળ સબંધી વાતચીત, ગંગાનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૨ જો.** ઈંગ્લીશ કેળવણી પામેલ ધનો, પોતાના દોસ્ત કીકા સાથે મદીરા પીવામાં પાપ છે કે નહીં તે સબંધી વાતચીત નવીનગઢની નાયકા ગુલજાર સાથે ધનાનો પ્યાર ને ધનાનો પરણવાનો વીચાર, પાછળથી નવાબજાદો તથા પીરૂ ગુલજારનું મોહિની તમને ચાહે છે તેવું ભમાવવું. નવાબજાદાનો મોહિની તરફ પ્યાર

**પ્રવેશ ૩ જો.** સાહેલીઓ શાથે મોહિની, ગરબો, પોતાનો બાપ દશહજારની લાલચે પોતાને ના લાયક પતી સાથે પરણાવે છે તેનો શોક, છેવટે શીવની સ્તુતી કરી લેઇ કુંડમાં ઝંપલાવવાની તૈયારી, બદ દાનતનો નવાબજાદો આવી અટકાવે છે. બ-

ળાત્કારની તૈયારી; ચંદ્રસમનુ અચાનક આવવું, મોહિનીનો બચાવ, બાહુસ, અણી વખતે મોહિનીની મદદની માગણી, ચંદ્રાયનું વચન.

**પ્રવેશ ૪ થો.** નવાબજાદો પીરૂ સાથે, ચંદ્રરાય ઉપર ગુસ્સામાં, વેર લેવા યુક્તિ. પોતાનો બાપ ક્યારે મરશે, તેનો વીચાર. સીપાઈ નવાબના હુકમથી નવાબજાદાને બોલાવવા આવે છે સીપાઇની સાચાઇ, નવાબજાદાની લુચાઇ, નવાબજાદા તથા પીરૂનું તરકટ ચંદ્રરાય મોહિની ઉપર બળાત્કાર કરતો હતો; તેનું તહોમત મુકવા ઠરાવ.

**પ્રવેશ ૫ મો.** ચંદ્રરાય નવાબને શીવમંદીરમાં બનેલી હકીકત જાહેર કરે છે. નવાબનું ગુસ્સે થવું, નવાબજાદાનું આવવું, નવાબ ત્હેં બળાત્કાર કર્યો એમ કહી તીરસ્કાર કરે છે. નવાબજાદાનું તરકટ કરી ચંદ્રરાય ઉપર ઢોળી પાડવું પીરૂ શામેલ, તર્કટી પુરાવા, નવાબની તપાસ, નીર્દોષ ચંદ્રરાય ગુન્હેગાર ઠરે છે; તર્કટી નવાબજાદો નીર્દોષ ઠરે છે; ચંદ્રરાય પોતાનું નિર્દોષ પણું સાબીત કરવા એક માસની મુદત માગે છે. નવાબની કબુલાત. નાચ—

**પ્રવેશ ૬ ઠો.** દીવાન, ચંદ્રને ઠપકો, ચંદ્રની લાચારી, અનીતીથી કુકર્મ કરી સાસુથી ભોગવનારને ચંદ્રરાયનો ધિક્કાર.

**પ્રવેશ ૭ મો.** ધનાનો બાપ અમુલખરાય, તથા તેની બેન દીવાળી, વહી ગયેલા છોકરાનો પશ્ચાતાપ ને ધનાની પોતાના બાપને મરી જવાની નોટીસ

**પ્રવેશ ૮ મો.** ગીરધરરાય દશહજાર લીધા તેની ખુશાલી, ગંગાની ઉદાસી. મોહિની શરમાતાં જવાબ, ગીરધરરાય પોતાનાજ મતમાં લગનની તૈયારીમાં જવું, મોહિની ચંદ્રરાયને પરણવાનું પોતાની માને જણાવે છે. મોહિની બદલે ઓબડીને ધના સાથે પરણાવવાનો પ્રપંચ.

**પ્રવેશ ૯ મો.** ગુલજાર મોહિનીના સ્વરૂપનું નવાબજાદાને પુછેછે. નવાબ-જાદો ચંદ્રરાયપર કરેલા તરકટ માટે સલાહ. ગુલજારની સમંતી, ધનાને આવતો જોઇ યુક્તિથી નવાબજાદાને વીદાય કરવો; ધનો આવી ગુલજારને દાગીનાની પેટી આપે છે ધનાના લગ્ન સબંધી વાતચીત, રીસાવવું, મનાવવું, ધનો પરણેલ સ્ત્રીને ઉઠાવવામાં સામેલ.

**પ્રવેશ ૧૦ મો.** મોહિની, ચંદ્રના પ્યાર માટે દીવાનના ઘર આગળ. ઉદા-સીમાં, ચંદ્રની ધીરજ; મોહિનીની ચંદ્રપાસે પ્રેમની માગણી. ચંદ્રનો પત્ની તરીકે સ્વીકાર દ્રઢ પ્રેમમાં, દીવાનનું અચાનક આવવું. બંન્નેનો તીરસ્કાર ચંદ્રરાયનું શરમ છોડી ખુલ્લા પડવું દીવાન ગુસ્સે થઈ ચંદ્રરાયને ઘરમાંથી કાઢી મુકે છે.

"ટેબ્લો"

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.** લગ્ન મંડપ ધનાની સાથે બોબડીના મોહિનીના પોશાકમાં લગ્ન, પહેરામણી જાનની વીદાય ગીરી; ગુલજારનો મુજરો.

પ્રવેશ ૨ જો. હીરા મહેતાનું ઘર ગંગા તથા હીરો; પાછળથી મોહિની ને ચંદ્રરાય, હીરો મહેતો પોતાની ભાણેજ મોહિનીના ચંદ્રરાય સાથે ગાંધર્વ લગ્ન કરે છે. મોહિની—ચંદ્રની વનમાં વીદાય ગીરી.

પ્રવેશ ૩ જો. ધનાનું ઘર, ગુલજાર, ધનો, પીરૂ, બોબડીને મોહિની ધારી ઉપાડી લઇ જવી.

પ્રવેશ ૪ થો. નવાબજાદાનું દીવાનખાનું, મોહિની આવવાની ખુશાલી, બોબડીને પલંગ સાથે લાવવી, મદદગારોને ઇનામ, મોહિની ને બદલે બોબડી, ગુલજાર તથા મોહિનીને હંટરનો માર, પીરૂ વખત તેવો વેશ કરી નવાબજાદાને શાન્ત કરવો, ધના પાશે ફરીયાદ કરાવવા ઠરાવ.

પ્રવેશ ૫ મો. અમુલખરાયનું ઘર પાછળથી દીવાળી, મોહિની ગેબ થયાના ખબર, ગીરધરરાય તથા ગંગા હીરો મહેતો વગેરે, સામ સામી તકરાર

પ્રવેશ ૬ ઠો. નવાબ, નવાબજાદાનો ફરેબ, ચંદ્રરાય મોહિનીને લઇ નાસી ગયો એમ ઠસાવવું, નવાબનો દીવાનને બોલાવવા હુકમ, પીરૂ સામેલ, ગીરધરરાય, ધનો, અમુલખરાય વગેરે મોહિની સબંધી ફરીયાદ, નવાબની ચંદ્રરાયની ખોળ માટે નીકળવા તૈયારી, નવાબજાદો પોતેજ નીકળે છે.

પ્રવેશ ૭ મો. મધુવનમાં ઝુંપડી બાંધી રહેતાં ચંદ્રરાય તથા મોહિની, અરસ પરસ અલૌકીક પ્રેમની પરીસીમા, પાછળથી પીરૂ, નવાબજાદો, મોહિની તથા ચંદ્રને કેદ—

**પ્રવેશ ૮ મો.** નવાબની રૂબરૂ, નવાબજાદો બંનેને લઇ હાજર કરે છે. મોહિનીને જવાની રજા મળેછે. ચંદ્રને તોપને મ્હોડે બાંધી ઉડાડી મુકવા ઠરાવ, રેસીડન્સીના હુકમની રાહ—

**પ્રવેશ ૯ મો.** પીરૂ મોહિનીને લઇ જાય છે, નવાબજાદો આવી મોહિનીને નીક્કા પઢવાનું કહેછે. મોહિનીનો તીરસ્કાર, નવાબજાદો ગુસ્સે થઇ કેદમાં મોકલે છે. પીરૂની યુક્તિ મોહિનીની પાસે પ્રપંચી કાગળ લખાવવા ફરેબ—

**પ્રવેશ ૧૦ મો.** નવાબજાદો નવાબ પાસે મોહિની વટલી જવા ખુશીછે, એમ ભંભેરે છે મોહિનીને કચેરીમાં બોલાવવી ખાત્રી. દસ્તાવેજમાં સગાવ્હાલાઓની સહી, અમુલખરાયના દશ હજારની ભાંજગડ,દીવાનના કહેવાથી ચંદ્રને કચેરીમાં બોલાવવો,ચંદ્રની રૂબરૂ મોહિનીના વેશમાં ગુલજારના પીરૂ સાથે નીક્કા. નાચ—

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો.** ચોકીદાર સીદીઓની ગમ્મત મોહિની કોટના કેદખાનામાં પતીને તોપે ઉડાડી મુકશે તે બાબતનો અફસોસ, ને પતીની મદદે જવા નીશ્ચય, શીયળ સાચવવા સારૂ નદીમાં પુરૂષનો પોશાક પહેરી બારીમાંથી પડતું મુકવું. હબશીની નવાબજાદા તથા પીરૂ સાથે ગમ્મત નવાબજાદા તથા પીરૂ વચ્ચે મોહિની માટે ઝગડો, અરસ પરસ ધમકી.

**પ્રવેશ ૨ જો.** ગુલજાર, ધનો પ્યારમાં વાંધો, ગુલજારની બેદરકારી અને તીરસ્કાર, ધનાની લાચારી. અફસોસ—

**પ્રવેશ ૩ જો.** છાવણી. મોહિની પોતાના પતીને બચાવવાની આશાએ રેસીડન્સીમાં અરજી આપેલી તેનો જવાબ લેવા આવવું, ધનાનું નોકરી માટે અરજી લઈ દાખલ થવું, મોહિની પાસે દશ રૂપીએ નોકર રહેવા કબુલ, રેસીડેન્ટ, કેસની તપાસ માટે નવીનગઢ મુકામ ઉઠાવવા હુકમ,

**પ્રવેશ ૪ થો.** હબસી, હબસણ ખુશાલીમાં,

**પ્રવેશ ૫ મો.** મોહિની બેરીસ્ટરના લીબાસમાં, ધનાનો અફસોસ પુરાવાની પેરવી, મોહિનીનો બેરીસ્ટર વેશે ચંદ્રને કેદખાનામાં મળવા નીશ્ચય.

**પ્રવેશ ૬ ઠો.** કેદખાનું ચંદ્રની ગમગીની મોહિની ઉપર તીરસ્કાર બેરીસ્ટરના પોશાકમાં મોહિનીનું આવવું ગુપ્ત રહી ચંદ્રના વીચાર સાંભળે છે ચંદ્રરાયની સાથે વાતચીત કેશની બારીકી ને બચાવ માટે તપાસ.

**પ્રવેશ ૭ મો.** નવાબજાદો, દીવાન, સાહેબ લોક સાથે બોલવા ચાલવા વીશે શીખામણ.

**પ્રવેશ ૮ મો.** છાવણીમાં ઇન્સાફ, પાપીઓને સજા. સત્યનો જય અને. મોહિની—ચંદ્રનો હસ્ત મેલાપ છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રોનાં નામ.

## સ્થળ. નવીનગઢ અને પાસેનું જંગલ.

**ચંદ્રરાય.** ....................દીવાનનોદીકરો અને મોહિનીનો ભરથાર
**નવાબ**....................નવીનગઢનો.
**દીવાન**....................નવાબનો
**નવાબજાદો**....................નવાબનો પુત્ર.
**પીરૂ** ....................નવાબજાદાનો દોસ્ત.
**ધનો**....................અમુલખરાયનો દીકરો
**અમુલખરાય**....................ધનાનો બાપ નવીન ગઢનો નાગર ગ્રહસ્થ
**ગીરધરરાય**....................મોહિનીનો બાપ. ગરીબ નાગર
**મોહિની**....................ગીરધરરાયની પુત્રી.
**ગંગા**....................મોહિનીની મા
**દીવાળી**....................અમુલખરાયની બેન.
**ગુલજાર**....................નવીન ગઢની નાયકા ધનાની રાખેલી.
**હીરોમહેતો**....................મોહિનીનો મામો
**રેસીડેન્ટ. બ્રાહ્મણો-સીપાઈઓ સીદીઓ વારાંગનાઓ-વગેરે**



श्री परमात्मने नमः

શ્રી નવીન.

# મોહિની—ચંદ્ર નાટકનાં ગાયનો.

સુત્રધાર-- મંગળા ચરણ.

સરસ્વતિ ભગવતી માતુ દેજે શુભ મતિ.
ગુણ કથે શું મંદમતિ વાણી થાકે વીનવતી—
માગુ સુમતિ માઈ ધાઇ
મ્હારે કોઈ અવર નથી
માતુ તુંહી ગતિ મતી— સરસ્વતિ.

સંસાર રણમાં બળી જળી માઝીમાત મુંઝાઈ જતી
પાચે પડું છું લળી લળી સૂજાડજે કાંઇ સન્મતિ.
દેવી નમામિ સરસ્વતિ— સરસ્વતિ.

નેપથ્યમાં-

" કન્યાદેવી દેવી વિચારી "

નટીઓ—ધન્ય લાખો ધન્ય સતી શીયળવતી નારને
ધન્ય સૃષ્ટિ સાર, ધન્ય પ્રેમના ભંડારને;—
ચકિત થતા દેવતા પણ દેખી સતી દેદારને—
શાણી સતીનાર સુખમાં શૃંગાર ભ્રાંતિ માર

શાન્તિ સુખ ધાર છે;
ચોરી પતિ પ્રાણ, દુઃખમાં આધાર; પ્રીતમ હૃદય
હેત મણિ હાર છે
રસીલી બાળા–શાન્તિશાળા સતીનો
જય જય કાર છે.

મોહિની— ૧

કન્યા દેવી દેવી વીચારી–કન્યાદાન દેઇ એ વિચારી,
કન્યા રાંક ગાય બિચારી;
જુગતીરે જોડી જે જન બાંધે;
પુન્ય અલૌકીક તે નર સાધે;
બાંધે પુન્ય જગમાં વાધેરે વડાઈ;
બેટી દેતી આશીશ હૈયે હરખાઈ– કન્યા
લાકડે માંકડું જે જન સાંધે;
પાપીઆ પાપનું લગડુંરે લાધે,
પાપ પોઠ ભરે એ પામર કસાઈ;
કીડા પડી રીબી રીબી મરે પસ્તાઈ– કન્યા

ગીરધરરાય—ગંગા— ૨

બોલ અરે બેવકુફ જરા વિચારી;
અહીં તો નાણાંની વાત ભાઈ ભાઈ,

નાણા સાટે દીકરીને નાંખતા કુવામાં
લાજો લાજો રે નફ્ટ કસાઇ; બસ ચુપ
જોડલું અવિચળ રાખશે શ્રી હરી;
રાંડશે કે માંડશે તમારે શીપડી- ચુપચુપ
કોથળી કસાઇના પટારે છે પડી;
બસ ચુપ ચુપ-બોલ

ગુલજાર— ૩

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે કોઇ
લાચાર હું બિચારી છું. શીદ લ્યોછો કેડોરે,
જુવાનીથી દીવાની છું. મારો છોડો છેડોરે—છેલા.
પ્રાણદાન છે પ્રીતમાં, પુછી કરજો પ્રીત
પ્રાણ દાન તો સ્હેલ છે, કઠણ પ્રીતની રીત.
આધાર તું કિરતાર મારો પાર બેડોરે

૪

પ્યારા મારા પ્રાણ આધાર; પ્યારી પુકારે બસ પ્યાર,
વ્હાલા મારા હૈયાના હાર; તલસું તમારો દેદાર;
શ્યામ સલુણા રંગે રસીલા;
કામણ ગારા ભરથાર-પ્યારા

૫

હાંરે લાવી લાવી મધુરાં ખાનપાનરે પરાણે દે છે;
મેવા મિઠાઇઓ પકવાન તાણી તાણી દે છે–
હાંરે જોડી જોડી હૈયા ફુટા ઓ હાથ–હરતા ફરતા રહે છે;
ખમા ખમારે દીલદાર યાર જાની કહે છે–
હાંરે આવા આવા હૈયાફુટા હેવાન લાલા જીવતા
જ્યાં છે;
ભરપુર મારે ભંડાર રે કમીના શી છે–

મો–સા— ૬

ચોકને આંગણે ચાંદનીરે ખીલી રૂપેરી રંગ રંગરે
આવો સાહેલી રંગ માણવા;
હૈયાં ખોલીને બેન બ્હેનરે વાતો કરી લ્યો વ્હાલની—
વ્હાલા વસે વીદેશમાં બાળા બાળે વેશ
સૈયર શાશા મોકલું શાણાને સંદેશ
કુંજલડીરે સંદેશો અમારો જઇ વાલમને કહેજોજીરે–
પ્રીતિ કાંઠાનાં અમે પંખીડાં પ્રીતમ સાગર વિના સુના
સુના જીરે કુંજડીને વ્હાલો મીઠો મેરામણ
અમને અમૃત ખાણ વ્હાલાં પ્રીતમ પ્રાણ–
સાહ્યબો મારો સુલક્ષણો, એંઠાં જુઠાં ખાય
ઘરની સુખડી નાગમે સોગન જુઠા ખાય

તમારા સમજો તમે મને વ્હાલા જુઠડા સમ શીદ
ખાઓછો જીરે પીયુ તમારૂં મનડું માને લીહાં ખાઓછો
ઘી ભર્યાંરે ઘેબર ઘેર રઝળે છે કુશકા ખાવાને
ધકકા ખાઓ છો જીરે
સોળ વરસની સુંદરી, સ્વામી વરસે સાઠ,
મોઢું જોઈને મોહી રહયો લાડકી કરતી લાડ,
પગમાં કાંટો વાગ્યો નહીંરે જીવું હુંતો નહીંરે
જીવું મારી સગી નણંદના વારહો રાજ–
તેડાવજો મારા બાપાજીને જોગી જતીને તેડાવેજી નહીંરે–

મોહિની— ૭

મુંઝાણી મધ્ય દરીએ ઘેરાણી, શામળીયા તું ધણીરે;
આશારો અવર નથી અકુળાણી, શામળીયા તું ધણીરે;
પાળીપોશી ગાયને ધરે કસાઈને હાથ;
પાલકને કહેવાય શું ન્યાયી ત્રીભુવન નાથ;
કાંઇ ન સુઝે શ્રી હરી, હરી તું કરે તે ખરી;
હૃદયના ભેદુ જાણો ગત જાણી શામ.
વેલ ઉછેરી વ્હાલથી છેવટ છુંદે આપ
ભગવત તેનું ભલું કરો જીવો 'ઘણું' તે બાપ.
કરમની કયાં જઈ કહીએ કાણી. શામ.

ન–મો— ૮

ધીરી ધીરી; સુંદરી જરા ધીરી;

તારા વાંસે લીધી છે ફકીરી–
નયન મીલાવો પ્યારી હસી બોલાવો;
આપીશ આખી અમીરીએજી
રૂપે રીઝાવું કે તો સોને મઢાવું.
દુર કર તું દીલગીરી–એજી
ધીરા ધીરા, કુંવર જરા ધીરા,
સગા માડીના જાયા ઓ વીરા
જેવી પોતાની તેવી નારી પરાઈ
પર સ્રી પરભવની પીડા—
રાવણુ રોળાણો દુરયોધન દબાણો,
કીચકના થયા ચીરા––

મો.–ચં— ૯

પર દુઃખમાંહી ભાગીઆ; વીરલા જગમાં જાગીયા
પ્રભુ શેઠે જગ ચોકમાં, માંડી ધર્મ દુકાન.
દયા ચીઠી ચુકાવવા, નોકર હું નાદાન
કુંજર કદી કાદવ ડુબતો ગજરાજવીના કોણુ ઉદ્ધરતો,
નીજ પ્રાણુ પરવા પર હરતો, પર પ્રાણુની રક્ષા કરતો
દીન જન ભીડ ભંજન ધંન્ય ધન્ય.—

ચંદ્ર— ૧૦

હે વચન (૨) લજા રાખે ભગવાન સહાયક તે ધણીરે;
હે વચન (૨) પરમારથ કારણુ પ્રાણુ તરખલું લઉં ગણીરે,

વિના વિનંતી વાદળ વરસે હરદમ ઉગે ભાણુ બાળા—
તરૂવર ફળતાં–સરવર ઢળતાં, કોણુ કરે છે તાણુ—
વીર વિક્રમ વિદેશ ભટકયા, શું લેવાને લ્હાણુ—
તન ધન અરપે પર ઉપકારે, ચાતુર ચતુર સુજાણુ—
પર ઉપકારીની બલિહારી જીવ્યુ તેનું પરમાણુ—

નવાબજાદો— ૧૧

બસ કુરબાન આખું રાજ ને આતાજ પણ કુરબાન
ગોરા ચહેરા ઉપર જાન છે કુરબાન
શીનેનની કમાન, ધારી મારી ખેંચે પ્રાણુ, શાણા શુરવીરોના
પણ મુકાવે માન—
મુકી સરદારીનું કામ, બંદાગોરીના ગુલામ, એની દીલદારીમાં
તાબેદાર તમામ—
બીજું જોઈએ નાઇનામ, વળી ઠામ અને નામ, એપરીને હું
ગુલફામ—
મોહીની મુરત સોહિની સુરત ગાલે ગુલે અનાર
જોપામું એ નારી ચીતવન હરનારી સફળ ગણું અવતાર—

વારંગના— ૧૨

ઝટ શ્યામ સલુણા ઘર આવો રે;
હવે નાથ વધુ—ના તરસાવો આવો—
અંતર પટમાં રહી અલબેલા;
થન થન મનડું નચાવો. આવો—

ચંદ્ર— ૧૩

કાળાં ધોળાં કંઇ કરોડો કરી સરદાર કેહેવાયા,
લાખોને કૂટી લુંટી ધુતી મ્હેલ માળા બનાયા,—
ધર્મ નીતીને છેક ડુબાવ્યા રંક દબાવ્યા—
માયા મદીરા મસ્ત બની મનમાં મલકાયા,
અક્કડ ફક્કડ છેલ થયા ઘેર ઘેર ગવાયા,
લક્કડ ધક્કડ લેજમ રાયા, બહુ ગભરાયા—
મ્હેલ ઝરૂખા માળીયા બાવલાને પાળીયા;
કાળ ઝપાટા લાગીયા, કયાંય વેતાં ચાલીયાં
પાપી રાંક હાય ખાસડાંજ ખાય,
ખાલી હાથ જાય, હાડ હાડ થાય—

અમુલખ— ૧૪

આવા નામના ડુબાડુ પુત્ર નામના, હોય ક્રોડ કદી તોય શાકામના,
એતો ધાડ પાડુ જનક ધન ધામના, છેદે જનુની જોબન નાકામના,
અસંખ્ય તારા આભમાં, ઉગ્યા નાવે કામ;
એકજ ઈંદુ જગતનું, ટાળે તીમીર તમામ;
તેમ કુટીલ કરોડ પુત, પાકયા નાવે કામ;
કુળ ઉજાળણ હાર છે, એક સપુત ગુણવાન;—

મોહિની— ૧૫

આશું બોલો આશું બોલો રે પિતાજી આશું—
આખી જીંદગી એળે જાય, છતાં ધણીએ રંડાપો થાય

ચંદ્રવિનાની ચાંદની, જીવવિનાની કાય,
જુવતી જુગતી જોડી ાવનાની, જગમાં ઝોલાં ખાય
હીરા મોતીને ઓઢેકે પાથરે બાળા બાફીને ખાય;
પ્રેમ નદીની માછલી. વૈભવ સાગર પાડે કાય—
નયનનું નીર ને હૈયાનું હીર, નણંદીના વીર ગણાય;
પર ઘર પેંધે પીયુ પંખીતો, પંખીણીનું શું થાય;—

૧૬

કરૂણાના સાગર; નટવર નાગર વ્હારે ચડો વનમાળી;
ગુણ રત્નાગર, દેવ દીવાકર, પંખીણીઓ સપડાવી,
ઘેરાણી પંખીણીરે, કાંઈ નસુજે થર થર ધ્રુજે
પાર પાડો પુન્ય શાળી—
વેલી વીંધાણીરે કોઈ બચાવો; આવોરે આવો;
પર દુઃખ ભંજન માળી—

ગુલજાર— ૧૭

રાજા તારા નેના લાગે છે આરપાર રે
લાગે છે આરપારરે દીવાના દીલદાર રે
કારીકટારી નાજુક બદન નારી
કઠણ કટારીનો છે માર રે
નેનાની મારી બની લાચારી
કોનો લાચારને આધાર રે—

ધનો—શુ— ૧૮

મારી નાજુકડી કોયલડી, શાને મો મરડી બેઠી;
તારી અણીઆળી આંખલડી, ઉંડી થરડાઈ પેઠી;
અરે બોલ, અરે બોલ, જરા બોલી તો બતાવ;
અરે જાઓ, અરે જાઓ, મને વધુના સતાવ—
કુમળ કોમળ મધુરી માળા, મધુર મંજુલ મદનની શાળા;
મદ ઘેલી માનુંની અરે જાઓરે જાઓ ઉં..........

ગુલજાર— ૧૯

મને મુખડું દેખાડો બોલો મોહન, તારા બોલ હું વારૂં તન
મન ધન;
રે રસિક રટીએ તારૂં રટણુ, અરે પ્યારાજી ન્યારા કયાં થતા—
પ્હેલાં પ્રીત ચખાડી પ્રાણુજીવન, કરી હાલ બેહાલ લાલ કયાં
જતા;
તે મ્હેર બતાવો ફેર સજન કરી વાયદો વ્હાલા કયાં જતા;
ધીરે નેન મીલાવી, પ્રેમ શીખાવી; આતુર ચાતુર કયાં જતા;
મને લગન લગાડી મગન બનાવી, લ્હેરી લાલા કયાં જતા;
મેવા મીઠાઈઓ પાન ગુલાબ, શરબતને અતર શું કરૂં;
મારા લાલના નાજુક નેણુ જતાં, બેહાલ લાલા હું મરૂં—

મોહિની— ૨૦

સંતવિના કોણુ પંથબતાવે; પ્રભુ;
દુઃખીઆરીની દાઝ ઓલાવે—

નિર્ધનીઆને કોણ બોલાવે
હાડ હાડ કરી સહુકો સતાવે–
ઉલટ સુલટ છે જગની ગલીઓ
નીર્ધન કેમ વટાવે;
અંતર દુશ્મન થઈ અકળાવે; પ્રભુ.

મા-ચં— ૨૧

શાણા શાને ચમકો છો, આતો અર્પણ કરૂં છું પ્રાણ;
આતો અઘટીત થાતું; જગમાં જશનું થશે નુકશાન;
નોધારીનો કર ધરી, વીર કરોને વાર;
તુમ દર્શન વીણ આંધળી; તરછોડે મર નાર
વૃધ વડીલનો હુકમ લેવા દયોને;
ઝાઝી ચાલાકી' મારા ચતુર જવા દયોને;
આશાને અંધારે બાળા બહુ રખડી; બહુ બહુ રખડી
જગમાં થાશે મશ્કરી; ભલે થવાનું થાય;
તુચ્છ જગતને કારણે; અનાથ રખડાવાય;
વલખાં નાહક વીણો છો; રમણ રંગીલા મારા;
તાત જાણે તો મારી, રેવાદયો રસીલા ચાળા;
ન્યારા ન્યારા હવે શાના રહો સરદાર;
છાના છાના શાણા મારા શીર શ્રંગાર;
ધન્ય ધીર વીર નાર; વાહરે ભોળા ભરથાર—

રા-ચ—　　　　　　　૨૨

રસીક મન માન્યા સંગે, સફળ જન્મારોરે;
પનોતી પદમણી સંગે, અરે દીન ઘેર મારો રે-
કંથા સાથે કંથજી, શું પરહરશો શાલ;
પ્રેમ વીના હે પ્રેમદા, શાલ સમજીયે સાલ;
પ્રીતમજી જાળવી કરશું, પ્રીતિ રસ કયારોરે-
આ ભીખારણ કારણે, કરશો જંગલ વાસ,
વન વગડે અલમસ્ત રહે, મસ્ત પ્રેમના દાસ,
હંસણી ચતુર નહીં ચુકે મોતીનો ચારોરે-

ગાનારીઓ—　　　　　　　૨૩

અજાણી ધરતીમાં રે ઢોલાજી મારૂં કોણ સગું મારારાજ.
રે લાડો લાલ ગુલાલ, હાંરે લાડી ચતુર સુજાણ;
કસબીએ કોરે રે લાડોજી લાડી મોહી રહ્યાં;—મારારાજ
તારે માથે મોળીયાં બંધાય (૨)
કસુંબલ રંગેરે સોનેરી સાડી સંગેરે-લાડોજી લાડી મોહી
તારી આંખે સુરમો અંજાય રહ્યા—
આંખોને ફરૂકેરે, લાડીજી કેરા લટકેરે, લાડોજીલાડી મોહી રહ્યા
ધનોભાઇ રંગના ભીના હાંરે ભાઈ રંગના ભીના;
કસ્તુરી કેશર ઘોળી સંગ પીઠે પીઠે ચોળી;
સગાં જોઇ સુખી થયાં મારારાજ—

**નાયનારીઓ--** ૨૪

સૈયાં તોરી બલીયા નમાનું રે
નમાનું નમાનું નમાનું રે—
હમરી ગરજકો મુખસેં ન બોલો;
અપની ગરજકો લગાલીનો છતીયાં;
હરસકો તુમરે તરસ રહેથે
ચેન નાપાવે મોરાજીયા દીનો રતીયાં—

**બાનારીઓ--** ૨૫

અમે ઈડરીઓ ગઢ જીત્યાંરે, આનંદ ભયો,
લોક કે'શે કીયા ભાઈ ચાલ્યારે; આનંદ ભયો,
ધનાભાઈ પરણીને ચાલ્યારે; આનંદ ભયો;

**ગંગા—મો—ચં—** ૨૬

મારી લાડકડીની લજ્જાને સંભાળજો રે;
આ પાંખ વીનાની પંખીણીને પાળજો રે,
બેઉ ચતુર સુજાણ છો શું કહીએ,
તોય દંપતીને આશીશ દઈએ
હળી મળીને હેતે પ્રેમ હેમ સંભારજો રે—
મધુરા મંત્રેથી પાપ લુટારા મારજો રે
નિર્મળ મતિ જળથી, ન્હાય અનિતી નીવારજો રે—
જળથી છુટે માછલી, નોધારી લાચાર
ગજરાતીના ગુણવતી, વિશ્વપતી છે ન્હાર--

**નવાબજાદા—** ૨૭

**આવશે પ્યારી આવશે પ્યારી, આવશે રે**
**અહો હોહો મારી હૃદય મણી પદમણી પધારશે'રે—**
**હીરા મંગાવું કે, મોતી મંગાવું, પ્યારીનું મન શે, માનશેરે-**
માળા મંગાવું કે ગજરા ગુંથાવું, સુંદરીને શું ફાવશેરે—
ચંબેલી લાવું કે હીનોલગાવું, રસીલી શાથી રાચશેરે—
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશેરે—

**નવા--પીરૂ--** ૨૮

તમે બોલો (૨) છીત, છીત, હળવેથી
એકદમ અકળાવે સાર નથી;
હળવે ઘુંઘટ પટ ખોલો; કાંઇ નરમ મરનમાં બોલો—
હૈયું ઉછળે, મનડુ ટવળે, બસ કયારે મળે,
રહેશો લટકી, જાશે ભડકી,
જાશે છટકી, કરશો કડકી;—
પ્રીત રીત સમજે શું ગોલો,
બસ જા નહીથી બહુ બોલો,
ચંપક વરણી, ઓહો મૃગનયની, હે મનહરણી—

**નવાબજાદા—** ૨૯

અલી બોડકી બોલ રાંડ કોની તું છોડી,
અરે બોલ, એં એં–અરે બોલ એં–એં.
તારૂં માથું ગધેડી દઇશ ફોડી—

બનડા બનીને આવ્યા, તેલ ફુલેલ ચોળી;
પલંગ સંભાળું ત્યાંતો પ્યારીને બદલે;
નીકળી આ બોખડી બોડી–એ: એ.
તારી તાલકી નાંખીશ તોડી—

ગી–ગં–અ–દી—— ૩૦

હાય હાય હાયરે દીકરી જાય; જાય જાય ચોરી ફેરાફરી જાય;
હાય હાય કંચન કોથળી હાય; આવી જેવે તેવે પંથે પળી જાય;
ભાણીઓ ભાણીરે ન્યાયરે ન્યાય, ઢોંગે નહી ધન હજમ થાય;
હાયરે વેવાઈ; હાયરે જમાઈ, હાયરે કમાઈ–હાયરે હાય—

મોહિની— ૩૧

કાયા કેતકી વિલાસી, ભોળા મારા ભમરા;
આવો ઉરના ઉલ્લાસી, મારા ડાહ્યા ડમરા;
ગુણિયલ મેં ગુંથી રાખ્યા, હારને ગજરા
મનડે તો માણી મુકયા, મોહનજી મજરા.—
નયન માંહી તો દીસે, શ્રાવણ ભાદરવો;
અંધ બની પંથ સુઝે ન આદરવો;
વાટો જોતાં જોતાં વ્હાલા, ઘાસી ગયા ઉમરા—

૩૨

પીયુ બોલોરે વ્હાલા બોલોરે
પીયુજી આવીને શું પાછા વળયા—
સુરત ચુકયા શું મનમોહન, ભોળા ભમાવ્યા શું કોઇ ભુંડીએ.

છાના છાના છેલા આવી મળો
તનમાં છે લાગી રસીક તાલાવેલી, બાળા હું પીયુજી
કરૂં કયાં પુકાર—વ્હાલા લગાર વીચાર કરો—પીયુ.

૩૩

આવો રસીક મનોહર મંગળ મુરતી શામળા રે;
વિવ્હળ વ્યાકુળ વાલમ વીણુ, આ બાળા પાતળારે;
તનડું તણુખ તણુખ તુમ દર્શન વીણુ કોડામણારે;
અંગત, સંગત, રંગત, પલક ન તજશું સોહામણારે,
નટખટ નેહ ભરેલા, નયણે, હું લલચાણી રે;
તરશી તરૂણ વેલી, માગે દર્શન પાણી રે;
પ્રીતમ પ્રીતી માળા, પેરાવું પ્રભાતમાં રે;
અરપું યૌવન કલગી, હોંશે સ્વામી હાથમાંરે—

ચંદ્ર— ૩૪

ભુતળ રૂપ તણો તું નમુનો;
સ્વામી વીના પણ એ સુનોઃ સુનો;
વ્હારે બણી ગણી રે બાળા; વ્હારે બણી ઠણીરે બાળા;
કેવી ઉમંગ સાગરમાં ડૂબી;
કે લખપતીને લેવાડી તુંબી;
લખપતી પામ્યો દીવ્ય ખજાનો;
ઈન્દ્ર ભુવનની મોજ મજાનો;
ઠ્હારે સહુણા સુજાણ વ્હાલા;—

મો-ચં— ૩૫

ભવરણુ માંહિ ભામા, વાલમનો વિરામ;
સતી સુલક્ષણી શ્યામા; અંતરનો આરામ;
સંસારના સંતાપે, તપેલા પરીતાપે શીતળ કરી સ્થાપે જાણું
રમણી ચંદ્ર મણી એ.....................વ્હાલી વાણી અભીરામ.
સ્યામાઓ વિશ્વમાં, શુભ વિસામા,
હીણુ ભાગી હૈયા ફુટા અંધને નકામા;
વ્હારે વીસામાના ભેદુ શામળીયા શ્યામ—
કમળ નયન કંચનના કટોરા;
ભરી ભરી પ્રીતી રસ પાતી રે મધુરાં
વ્હારે, વ્હારે, વ્હારે, વ્હાલી વ્હાલનો વિશ્રામ—

મો-ચં— ૩૬

સીધારો સ્વામીજી ગમન ગોરી જવું
ફરમાવો હુકમ હું દાસી વણુ મુલની
સુંદરી આધીન તારે સેવક સાચો મણી
એશું બોલ્યા પ્યારા મારા જીવન હારા નેના તારા
જાઉ વારી—પ્રીયા પ્યારી—

ચંદ્ર— ૩૭

મનની મનમાં તનની તનમાં રાખી પ્રભુએ મારા મનની મનમાં
શું શું ધાર્યું થઇ ગયું આશું. ધાર્યું ધણીનું પાર પડેલું.
કહેવત જગની સાચીજ ઠરશે પાપ પ્રજળશે. સત્યજતરશે—

મોહિની—                    ૩૮

મને કોઇ મેળોરે, મારો દીલ દેવળનો દીવડો
હાયરે ધુતારાએ નાથ ભુલાવ્યા રે પીયુ મારો સુઘડ
ગરોબડો—(૨)
જો કોઈ મીલાવે તેને, મોં માગ્યું આપું, આપું જો
માગે મારો જીવડો—(૨)

નવાબજાદો—                    ૩૯

પ્યારી વાતો મધુરી કરો પ્યારની કાંઈ ખાતર કરો
દીલદારની—
લ્યોને લેજત જોબનના શ્રંગારની, બોલો બોલ બાલા
મદનના બહારની—
ઘુંઘટ ખોલો બાળા બોલો, દીવાની જુવાની દીન ચારની
સુણો વાતો સુણાવું વેવારની, બીક રાખો ખુદાના મારની
બધી ગધ્ધા મસ્તી આ સંસારની, નહી ચાલે હજુર
કીરતારની—
જમડા ઝાલે પુરાપછાડે, હેવાની નાદાની મુકો પ્યારની—

દરબારીઓ—                    ૪૦

જ્યાં સુધી ગગન સુરગણ ઉડગણ ગણ રવીશશીરાજી
રહે પુરણ પ્રકાશતા.
ત્યાં સુધી વીરાજો રાજા અચળ અમલ પદે વીમળ
વીમળ વીજય ત્રણ ભુવન વીકાશતા—

વારાં— ૪૧

સૈયાં સહુના જાઓ ખાઓગે ગાર
ખાઓગે ગાર સૈયાં ખાઓગેગાર—
બાસ બસે જાય રાત સોતન સંગ,
છુને નહી દઉંગી અબમેં લગાર—
બબુલ બેઠે જાઓ ભમરજી
ભોર ભયો દીયો મોહે દેદાર—

મોહિની— ૪૨

આ દુઃખીઆરીની જાણે દાઝ હાયરે પ્રભુ રાખો લાજ—
આશાના સ્વપ્નામાં રમતીતી; ભમરી ગાનમાં ભાન ભુલીતી
બાપલડી અધવચમાં લુટાઈ ગઈ; છુટયાં સંગી સુખ સાજ—
દુઃખના ડુંગર પર અટકી રહી;
એકે દીશા ઈશ સુજ પડે નહી;
કોણુ ગતીઆ રમણી હરણીની; હે પ્રભુ ગરીબની વાજ—

પીરૂ— ૪૩

વાહ રસીલી વાહ વાહ છબીલી વાહ; કેવી શોભે રંભા
આ રૂપાળી;
વાહ મરોડ વાહ જુગસી જોડવા; કેવી બાળા મસ્ત
છે મદ માતી

ધીરે ધીરે જાગો મન માની મોજ માણશું;
રાત દીન રંગ રાગમાં રસીલી ગાળશું;
તું ઉસ્તાદ મારી પ્યારી જાન;
સાગરીત ભુલતો સઘળું ભાન;
હવે ઉઠો, પ્યારી ઉઠો; અરે ઉઠો, રસીલી ધીરે ઉઠો.

નવાબજા— ૪૪

અહાહા માનુની શું મદમાતી છેલાનું કેવું ભાગ્ય;
મળી ગયો કેવો અલૌકીક લાગ—
જોબનવંતી ને ઉતકંઠીણી ખુદ પરી અવતાર અહાહા—અહાહા
ગુલાબી ગાલના તલની ખાતર રાજ સહુ કરબાન;
ચંપકવરણી ચુંબન કારણ આજ સમર્પણ પ્રાણ;
મળી ગયો કેવો અલૌકીક લાગ અહાહા

ગુ. ધ.— ૪૫

વાહ વાહ મન મોહની નાર તમે છો ચતુર સુજાણ
કરૂં કરૂં હું તારાં રૂપ તણાં શા શા રે વખાણ
પ્યારી પ્યારી દીલદાર તું તો હૈયાનો હાર
અરે ના સતાઓ મને જાઓ જાઓ જાઓ;
કામને આધીન થઈ બહુ ભુલતા
પ્યારી પ્યારી દીલદાર તું છું હૈયાનો હાર; કહ્યું મારૂં
તું માન અરે માન માન—

૪૬

ગુ-ધ—

લવ લવ કરતો રહે ચૂપ અણુચક ગધ્ધા.

ગુલજાર રસીક દીલદાર, ઉઠાવો ફુલ ફુલ પરથી ગધ્ધા ચુપ

કર ગધ્ધા ના ગધ્ધા;

કરગરતો જાતે પોતે; દીલદાર રસીક વર સુંદર

વાહ સીધી જેવા સુંદર; રે પુંછ વીનાના બંદર—

શું આજ કરો છો ધંધા; જી આપ હતા શું અંધા,

ફૂટ ફૂટકેલીના ફૂંદા ચૂપકર ગદ્ધાના ગદ્ધા—

રોકડ દીધી રોજીંદા

જી રોકડના અમે બંદા,

લાજી મર કુલટા રંડા, ચૂપ કર ગદ્ધાના ગધ્ધા;

૪૭

શી. ફ઼ા.—

કયા છે અમારી શાન વાહ.

ચંદર મેં હું અંદર મેં હું ઉઇ ઉઈ ઉઈ અહાહાહા—

હેહેહેહે એક બોસા; રેરેરેરે યે કીયા કયા.

કયા કયા હુવા હુયે કયા; જાજા મુવા હુયે કયા હાહાહા.

૪૮

મોહિની—

સ્વામી વીના સુની; બાળા અહીં ઉભી; ઘણી અકળાઇ છે;

વાડ વીના વેલી, અતી કચરાઈ, ઘણી કરમાંઈ છે;

રણી ધણી કોઈ આવે નહીં આ વારે બાળા ઘણી ઘેલી ઉભી

અકળાએ; પ્રભુજીના ખોળે ગોથાં ઘણાં ખાયે
આશરો તમારો શામળીઆ શાણા હવે હદ થઈ છે. સ્વા—

૪૯

કરમ કરે તે કોઇ ન કરશે મુરખમથી મરશે;
ભલે બાંધીને નાંખો સાગરમાં કર્મે તાર્યા તરશે
ઘંટીના ગાળેથી પણ જીવ કરમે ઉગાર્યા ઉગરશે;
સુખ દુઃખ શાળાના કર્મ મેતાથી ઠોઠ નઠોર ન ઠરશે—
ભાતામાં ભુલે જીવ મુસાફર; સફળથાએ કેમ પછી સફર
ચપળ ગતીના વચમાં છે ચકર, વાટમાં વસમી ઝીલવી ટકર;
વીરલા નર તરશે—

ચંદ્ર— ૫૦

સંસાર ઝેરનો પ્યાલો સમજીને, જગનાથ જીવડાતું ભજીલે;
વીકાળ કાળને ફાંસે ફસાતાં, ડહાપણ તારૂં નહીં રહે;
સંસારને રૂડે રસોડે દેવતા દુઃખનો ભર્યો;
પેઠો વીષય દુધલાલચે તો મન બીલાડા ઠાર મુઓ;
સાચેન સુખનો રોટલો છે પાણીમાંનો છાંયડો;
કુતરા ચુકે કરમમાં હાડકાંનો હાયડો;
નીસાર જગતમાં સુજાણ સમજ નથી લગાર સાર
ધાવણની આશે અંગુઠો ધાવે બાળક ગમાર
કપટ ઝપટમાં ફોગટ ફસાતાં થશો ખુવાર
સુકૃત ગુફામાં જડે રતન જતનથી કરો તપ સ—

અંક— પર

સત્ય સહાયક, હે જગનાયક, કરજો જયજયકાર,;
જગ સુખ દાયક, દંપતી લાયક, હોજો દારો દ્વાર
વીણા ધારીણીમા,
ભગવતી, ગુણવતી, રસવતી, સરસ્વતી;
ભવ ભય હારક, વિઘ્ન વિનાશક, ભરપુર દે ભંડાર—

